

મહાત્માજીનું

# ધર્મયુદ્ધ.

રેંટીઓ ફેરવો! ખાદી પહેરો!!



જગતને બાધવા એટલે, જુએ
મહાત્મા ગાધિના તપનો, ક

વર્ધમાન એન્ડ સન્સ
પાયધુની ટ્રમ ? રાન મુંબ[ઈ]

## આમુખ

સ્વદેશ વિષેના વિચારથી
અવાર નવાર અંતરમા
આવ્યા કરતી ઊર્મિઓ;
તેનું મૂર્તિમંત સ્વરૂપ
તે આ પુષ્પાંજલિ.

વીસ વર્ષનો એક વિદ્યાર્થી,
જ્ઞાનવૃદ્ધ કે અનુભવવૃદ્ધ
ન હોય એ સ્વાભાવિક છે;
તેથી તેની કૃતિ ત્રુટિઓથી જ
ઘણીખરી ભરી હોવી સંભવે છે,
છતાં કોઈને કાંઈ સાર રૂપ લાગે,
તો આ પ્રયાસ સફળ થયો માનીશ.

લતીફ

૧

ઊગે છે—ઊગે છે
સૂર્ય ભગવાન પૂર્વપ્રદેશમાં,
અરૂણોદય થઈ ગયો છે.
આકાશમા સોનેરી રંગો,
અને મંદ મંદ વાયુની શીતળ લહેરો,
સૂર્યોદય થવાની સાક્ષી પૂરે છે.

* * *

**ઉષા એમ ભણે છે:**
“ ભારતનિવાસી ! જાગને ?
હે વીર ! ગર્જી ઉઠને ?
શું સોડ તાણી સૂતો હવે ?
તું ઘોર નિદ્રા ત્યાગને ?
ત્યાગ વ્હાલા ! ત્યાગને.
*ભારતનિવાસી ! જાગને.*
**હે વીર ! ગર્જી ઉઠને.**

નભમંડળે ઉગ્યો રવિ;
કિરણો પ્રસારે પૂર્વમાં.
તે જોઇને જાપાનીઓ
ચીના અને ઇરાનીઓ,
આરબો ને મિશ્રીઓ,
બલુચી અને અફગાનીઓ,
જાગી ઉઠયા છે અનુક્રમે;
ત્યારે હવે તું જાગને?
જાગ વ્હાલા! જાગને?
ભારતનિવાસી! જાગને?
હે વીર! ગર્જી ઊઠને?

* * *

“ઉંઘમાં ને ઉંઘમાં,
પાસે હતું ખોયું બધું.
ક્યાં ગઇ છે, લક્ષ્મી એ?
ને ક્યા ગઇ છે સરસ્વતી?
ક્યાં ગયો છે પૂર્વજોનો
ઇશપ્રેરિત વારસો?
વેદમાં લખ્યો હતો,
તે લઇ ગયા યુરોપીઓ.

સૂતો ઘણા યે વર્ષ તું,
તોય તારી ઉંઘનો
તું અંત શું લાવીશ નહિ ?
લાવ વ્હાલા ! લાવને ?
ભારતનિવાસી ! જાગને ?
હે વીર ! ગર્જી ઊઠને ?

રામસીતા—કૃષ્ણ રાધા.
દંપતીની સંતતિ !
આદર્શ તારા પૂર્વજોનુ
અનુકરણ તું લે કરી,
અનુકરણ તેનુ કરી;
આદર્શ નર તું આ બની.
' તું કોણ છું ' તે જાણને ?
જાણ વ્હાલા ! જાણને,
ભારતનિવાસી ! જાગને ?
હે વીર ! ગર્જી ઊઠને ?

" પ્રાચીન તારા પૂર્વજોની
ક્યાં ગઈ એ સભ્યતા ?

ને ક્યાં ગઇ એ સત્ય પ્રિયતા
સભ્યતા ને સત્ય પ્રિયતા
અલોપ તારી થઇ ગઇ;
તેને ફરી લે મેળવી.
ને અતિ ત્વરાએ,
ઉન્નતિના માર્ગપર,
વિચરી શકીશ,
ને અતિ ત્વરાએ,
ઉન્નતિના ગોખરે,
આવી શકીશ.

* * *

" સિંહ બાળ! કેસરીઆ કરી,
આગળ ધસી તું આવને?
આવ વ્હાલા! આવને?
ભારતનિવાસી! જાગને?
હે વીર! ગર્જી ઊઠને?"

૨

## ઉષા એમ ભણે છેઃ

" જાગૃત થાઓ—જાગૃત થાઓ,
પ્રમાદીઓ ! પથારી ત્યાગો,
સુવાનો વખત વહી ગયો.
હવે તો મરણીયા થઇ,
અહિંસાત્મક ધર્મ યુદ્ધમાં,
હમણાને હમણા ઝંપલાવો.
વિજય તમારા માટે તૈયાર છે,
**વિજયા આતુર થઇ ઉભી છે
વિજયમાળા તમને પહેરાવવા.**

એક કરોડ અહિંસાવાદીઓ !
જેલ યાત્રા કરવા નીકળી પડો,
આજના દેશકાળને અનુસાર.
અને અહિંસાત્મક અસહકારને અનુરૂપ
**રણસંગ્રામ અથવા રણક્ષેત્ર છે**
**રાવણીય સરકારની જેલ**
એ જેલ ક્ષેત્રે લડવા જવા,
નહિ જોઇએ અસ્ત્ર કે શસ્ત્ર,
નહિ જોઇએ યાન કે વિમાન,
નહિ જોઇએ દારૂ કે ગોળો,
નહિ જોઇએ ક્રુઝર કે ટોરપીડો.
તમારી પાસે એક આત્મશ્રદ્ધા હશે,
તો તમારું કામ સંપૂર્ણ પાર ઉતરશે.
આળસુઓ ! આળસ મરડી ઉઠો,
પહેરો વસ્ત્ર જાડી ખાદીનાં.
એ હિંદી વીરોનું બખ્તર છે.
પહેર્યું હશે શુદ્ધ બુદ્ધિથી એ,
તો એ તમારી આસપાસ
વજ્ર સમો કોટ થઇ જશે.

ધર્મભ્રષ્ટ અને કર્મભ્રષ્ટ,
અશુદ્ધ અને અપવિત્ર.
સેતાન સરકારની યુક્તિ.
પ્રયુક્તિ અને કપટયુક્ત નીતિ.
નહિ પ્રવેશી શકે એ વજ્રકોટમાં.

એક એક વજ્રકોટવાળા,
એક કરોડ હિંદી વીરા !
તમારી સ્પર્ધા કરી શકે,
તમારા સામે લડવાની
હૈયામાં હામ ભીડી શકે,
એવી સમસ્ત જગમાં
નથી કોઇ સત્તા કે શક્તિ.

સંસારની સઘળી સરકારો સંપી,
અહીંઆ તમારા સામે લડવા આવે.
તોપણ પરાજય થાય તેમનો;
એવી મને-જગતને પ્રકાશની
વધામણી આપનાર ઉષાને
અંતઃકરણમાં સંપૂર્ણ ખાત્રી છે. ”

૩

## ઉષા એમ ભણે છે:

" ભારતનાં સંતાનો !
સ્નેહાંજલિ, સ્મરણાંજલિ.
અને ઉત્તમોત્તમ ગીતાંજલિ;
તે સર્વેથી યે અધિક આવશ્યક છે
આજે આપવી
તમારી ગુલામીને તિલાંજલિ.
આર્યાવર્તના આર્યો !
આપો—આપો,
અત્યારે આપો તિલાંજલિ
તમારા દાસત્વને,
તમારા નિઃસત્વને,
તમારા મમત્વને,
તમારા અસ્ત્ર શસ્ત્રને,
તમારા વિદેશી યંત્રને,
અને તમારા વિદેશી વસ્ત્રને.

હિંદી વીર વીરાંગનાઓ !
આપો—આપો,
અત્યારે આપો તિલાંજલિ
તમારા કામ ક્રોધ લોભ મોહ–
મદ મત્સર આદિ ષડ્રિપુને,
તમારી ધર્માંધતાને,
તમારી સ્વાર્થાંધતાને.
તમારી ક્ષુલ્લક ક્ષુદ્રતાને.
તમારા દુષ્ટાચારને,
તમારા ભ્રષ્ટાચારને,
તમારા પાપાચારને,
તમારા અવિચારને,
અને તમારી વિદેશી સરકારને.

દેવ ભૂમિના દેવો !
જાગો—જાગો,
તમારી નિદ્રા ત્યાગો,
અને અત્યારે આપો તિલાંજલિ
તમારી ગફલતને,
અને તમારી અસાવધતાને.

કર્મયુગના કર્મયોગીઓ !
કામે લાગો-કામે લાગો,
તમારી સુસ્તીનો અંત આણો
અને ત્યારે આપો તિલાંજલિ
તમારા આલસ્યને-
અને તમારા પ્રમાદને. ''

ઓજસ્વી આર્યો !
તમારા સ્વયં પ્રકાશે,
પ્રકાશો ભારતને;
પ્રકાશો, ભારતને પ્રકાશો !

સર્વ જ્ઞાનના જ્ઞાતાઓ !
તમારા ઈશ્વર પ્રેરિત,
ઋષિમુનિઓ પ્રણિત,
વેદની ઋચાઓ,
ગીતાના ગીતો,
પયગંબરના પયગામો,
મુસાના કલામો,
ઇસાના ફરમાનો,
અને અહુરમઝદના વચનો,
દુઃખપીડિત દુનિયાના
સાંત્વનાર્થે અને હિતાર્થે,
સુણાવો, મનુષ્યજાતિને સુણાવો :"

પાશ્ચાત્યને પૌર્વાત્યનો
શું મેળ આવે છે કદી?
પાશ્ચાત્ય તે પાશ્ચાત્ય છે,
પૌર્વાત્ય તે પૌર્વાત્ય છે.
પૌર્વાત્ય જો પાશ્ચાત્યનું
ખોટું અનુકરણ કંઇ કરે,
તો અવનતિની ખીણમાં
તે એકદમ લથડી પડે.
હે હિંદી!
પ્રાચીન તારી સંસ્કૃતિ,
કેવી હતી તે યાદ કર.
અહીં ક્લેશ નહિ,
અહીં કજીયા નહિ,
અહીં દુ:ખ નહિ,
અહીં દર્દો નહિ,
અને અનિષ્ટ જેવું–
અહીં હતું કંઇ નહિ.
પરમ સુખ અને શાંતિ હતી;
આનંદ ને ઉલ્લાસની ભરતી હતી.

હે હિંદી !
ભરતી હતી ત્યાં ઓટ છે.
તે સરભર થઇ પાછી હવે
ભરતી શરૂ થવા લાગી છે.
તે પૂરેપૂરી આવવાને,
પૂર્વે હતાં ઋષિ આશ્રમો
તેવાં ફરી તુ સ્થાપિ દે.
અને ચાર હતાં વર્ણાશ્રમો
તેને ફરી સ્વીકારી લે.

હે હિંદી !
પ્રાચીન તારા પૂર્વજોના
આચાર ને વિચારને,
તુ આગ્રહથી વળગી રહે.
સાદાઈ ને સગીઆઈ
જે પૂર્વજોનું ગૌરવ હતું
તું હવે તેને ફરી
તારું ગૌરવ માની લે.
તો ઉન્નતિના શિખર પર
પાછો ફરી તું ચડી જઈશ. ”

૬

## ઉપા એમ ભણે છે:

હે હિંદી!

હું તને તિરસ્કાર નહિ.

ધિઃકાર અને ફિટકાર તો તેને હોઇ શકે,

જેણે વિના વાંકે

**ત્રીસ હજાર હિંદીઓને**

જેલમાં પૂર્યા છે;

જેણે વિના અપરાધે

**અનેક સ્વદેશભક્તોને**

દેશપાર કર્યા છે;

જેણે વગર કસુરે

**ઘણાએક સ્વદેશાભિમાનીઓને**

ફાંસીએ લટકાવ્યા છે.

હે હિંદી!
તું અભિમાનથી કહે.
હું હિંદી છું;
હિંદ મારો દેશ છે.

મનસા વાચા કર્મણા—
અહિંસા મારો ધર્મ છે;
સત્ય મારો પ્રાણ છે,
ને જીવનનો આધાર છે,
સકળ વિશ્વ મારું કુટુંબ છે;
સકળ વિશ્વના માનવીઓ
મારા કુટુંબીઓ છે.
સર્વ દેશે, સર્વ કાળે,
મનુષ્યજાતિના ઉદ્ધાર અર્થે
સત્પુરુષો જન્મ્યા છે;
તે સઘળા મહાપુરુષોને.
હું અંતઃકરણપૂર્વક ચાહું છું,
અને અંતરની ઊર્મિએ,
હૃદયના ઊંડાણથી,
કોટિ કોટિવાર,
નમું છું—વંદું છું.

હે હિંદી !
તું ગૌરવથી કહે:
હું પૂર્વવાસી છું,
પૂર્વ મારો પ્રદેશ છે.
દુનિયાના બધા મહા પુરુષો,
મારા પૂર્વપ્રદેશના છે–
મારા આર્યકુળના છે–
મારા પૂર્વજોના સંતાનો છે;
તેથી તેઓ મને પ્રિય અને પૂજ્ય છે.

હે હિંદી !
તું હિંમતથી કહે:
હું પુરાણ છું;
મારી સંસ્કૃતિ પુણ્ય છે;
મારા પૂર્વજોની પૂંજી,
મારા વંશનો વારસો !
દુનિયાની બધી આધિ
વ્યાધિ અને ઉપાધિનો
એકનો એક ઉપાય છે,
મારી સંસ્કૃતિનો સ્વીકાર.

હે હિંદી!
તું અભિમાનથી કહે:
હું હિંદી છું;
હિંદ મારો દેશ છે.

મનસા વાચા કર્મણા—
અહિંસા મારો ધર્મ છે;
સત્ય મારો પ્રાણ છે,
ને જીવનનો આધાર છે,
સકળ વિશ્વ મારૂં કુટુંબ છે;
સકળ વિશ્વના માનવીઓ
મારા કુટુંબીઓ છે.
સર્વ દેશે, સર્વ કાળે,
મનુષ્યજાતિના ઉદ્ધાર અર્થે
સત્પુરૂષો જન્મ્યા છે;
તે સઘળા મહાપુરૂષોને,
હું અંતઃકરણપૂર્વક ચાહું છું,
અને અંતરની ઉર્મિએ,
હૃદયના ઉંડાણથી,
કોટિ કોટિવાર,
નમું છું-વંદુ છું.

હે હિંદી !
તું ગૌરવથી કહેઃ
હું પૂર્વવાસી છું,
પૂર્વ મારો પ્રદેશ છે.
દુનિયાના બધા મહા પુરૂષો,
મારા પૂર્વપ્રદેશના છે–
મારા આર્યકુળના છે–
મારા પૂર્વજોના સંતાનો છે;
તેથી તેઓ મને પ્રિય અને પૂજ્ય છે.

હે હિંદી !
તું હિંમતથી કહેઃ
હું પુરાણુ છું;
મારી સંસ્કૃતિ પુણ્ય છે;
મારા પૂર્વજોની પૂંજી,
મારા વંશનો વારસો !
દુનિયાની બધી આધિ
વ્યાધિ અને ઉપાધિનો
એકનો એક ઉપાય છે,
મારી સંસ્કૃતિનો સ્વીકાર.

હે હિંદી !
તું ખાત્રીથી કહે:
હું સભ્ય છું;
મારી સંસ્કૃતિ આદર્શ છે.
આજે કે વર્ષો પછી,
મારી અનુપમ સંસ્કૃતિનો
અંગીકાર અપૂર્વ સુખાર્થે,
દુ:ખપીડિત દુનિયાને
કર્યા વિના છુટકારો નથી."

૭

. ઉષા એમ ભણે છેઃ

" વીર્યવાન, શૌર્યવાન,
ધનવાન અને વિદ્વાન,
બધા ભારતના હિતચિંતકો !
ભારતની વ્હારે ધાઓ,
ભારતને વિદેશી સરકારના
ગુલામી બંધનથી છોડાવો.
તમને ભારત માતાએ
પાળી પોષી મોટા કીધા છે,
તેનુ ઋણ તમારા માથે ઘણું છે.
તેમાંથી યત્કિંચિત્ મુક્ત થવા,
તમે આજે પ્રતિજ્ઞા લ્યો કે—
" ભારત હમારા દેશ હય, ઉસકે લિયે
હમ કુચ્છ ન કુચ્છ કર જાયેંગે;
કુચ્છ ન કુચ્છ કરને કે પહેલે,
હરગિઝ ન હમ મર જાયેંગે."

આવી ભીષ્મપ્રતિજ્ઞા લીધા પછી,
કેવું ભગીરથ કાર્ય આદરશો ?

હિંદુ ઇસ્લામી ખ્રિસ્તી અને પારસી !
પરસ્પર ભ્રાતૃભાવ વધારો.

તમે અન્યોન્યના વેર ઝેર ભૂલી જાઓ;
અને એક બીજાઓની અડચણો દૂર કરો.

તમે શુદ્ધ સ્વદેશી વસ્ત્રો ધારણ કરો;
અને બીજાઓને તેમ કરવા સમજાવો.

તમે તન મન ધનથી અંત્યજોનો ઉદ્ધાર કરો;
અને બીજાઓને તેમ કરવા સમજાવો.

તમે મનસા વાચા કર્મણા અહિંસા વ્રત
અને બીજાઓને તેમ

તમે [illegible] નોક
તેર

તમે સરકાર સાથે અસહકાર કરો;
અને બીજાઓને તેમ કરવા સમજાવો.

તમે સરકારના ન્યાયમંદિરનો ત્યાગ કરો;
અને બીજાઓને તેમ કરવા સમજાવો.

તમે સરકારની શાળાઓનો બહિષ્કાર કરો;
અને બીજાઓને તેમ કરવા સમજાવો.

તમે અન્યાય સામે સત્યાગ્રહ આદરો;
અને બીજાઓને તેમ કરવા સમજાવો.

તમે સરકારની મોહજાળમાં ન ફસાઓ,
અને બીજાઓને ફસાઈ જતા અટકાવો.

—ત્યારેજ ભારતમાતા વિદેશી સરકારના
ગુલામી બંધનમાંથી છૂટી થઈ શકે."

૮

ઉપા એમ ભણે છે:

“આર્યાવર્તના આર્યો !
સ્વરાજ્ય—સ્વરાજ્ય,
શું કર્યા કરો છો ?
**સ્વરાજ્ય છે સ્વહસ્તમાં.**
સ્વહસ્તમાં હોવા છતાં
યાચવા ચાલ્યા છો ક્યાં ?
યાચતાં યાચતાં વર્ષો વહ્યાં,
પણ ભાગ્યશાળી નહિ થયા
તો પ્રાપ્ત કરવા માર્ગ મોટો·

સ્વરાજ્ય છે અસહકારમાં,
હિંદુમુસ્લિમ ઐક્યમાં;
અને માદક પદાર્થના નિષેધમા

સ્વરાજ્ય છે સ્વદેશીમાં;
અને વિદેશી વસ્ત્ર-વસ્તુઓના
સ્નેહપૂર્ણ ત્યાગમાં.

સ્વરાજ્ય છે સત્યાગ્રહમાં;
અને મનસા વાચા કર્મણા
અહિંસા વ્રત પાળવામાં.

સ્વરાજ્ય છે આત્મશુદ્ધિમાં;
ઇંદ્રિઓના નિગ્રહમાં;
સ્વાર્થના બહિષ્કારમાં;
અને સેવાધર્મના સ્વીકારમાં.

સ્વરાજ્ય છે સાદાઈમાં;
અને સ્વેચ્છાએ સ્વીકારેલી
ઋષિમુનિઓની ગરીબાઈમાં.

# મારી માતૃભૂમિ

૧

પ્રિય માતૃભૂમિનું

શબ્દચિત્ર આલેખવા,
આ લેખિનીમાં શક્તિ નથી;
અને કોષમાં શબ્દો નથી.
તેની ઉન્નતિ ક્યારે થશે ?
કેવી થશે ?
અને કોણ કરશે ?
તેની ઝાંખી જગતૂને થાય છે-
પડદે રહી થાય છે.
તે સ્પષ્ટ કેમ દેખાય ?
એટલુંજ કહી શકાય,
કે આજ સુધી
જગતે જોઇ નથી;
જોવાની આશા રાખી નથી;
તે જોવાનું નિર્માણ છે.

સમય કંઇ બહુ નથી.
તુરતાતુરત થોડાંક વર્ષો ઉપર,
ભારતનું ભાવિ ઘડાઈ રહેશે;
ત્યારે જગતને ઘડાઈ રહેવા.
આદર્શ આ દેશ બનશે.

જે આદર્શ સૂક્ષ્મ સૃષ્ટિએ,
તે મહર્ષિએ જોઇ આવી
પ્રત્યક્ષ કર્યો આ પૃથ્વીએ.
પરોક્ષને પ્રત્યક્ષ કરવું જાણતું,
નથી સમજતો અન્ય દેશ કોઇ.

સુખ અને શાંતિ થકી
આ પૃથ્વી ભરચક કરવી હોય,
તો આ દેશને સૌ દેશનો
શિરોમણિ માર્ગદર્શક માની લ્યો.

દીધું ઘણું—લીધું નથી કંઈ,
એવો દેશ જો અવનિ પરે
કોઈ હોય તો આ દેશ છે.

આપભોગે ઉન્નતિ
કરી હોય વિશ્વસમાજની,
પરમાર્થ કાજે ઉન્નતિ
કરી હોય જો દુનિયાતણી,
તો આ દેશ હિંદુસ્તાન છે.

આ પ્રાણપ્યારા દેશને
બદલા તણી આશા નથી;
ભીખ માગવા વૃત્તિ નથી.

સ્વાશ્રયે અવલંબીને.
ઉભો થયો આ દેશ છે.

તે જોઈને દુનિયા વિષે,
દેશો અનેક શીખશે
કેમ ઉભવું સ્વાશ્રયે.

નિરાધારનો આધાર છે;
નિર્બળોનું રક્ષા સ્થાન.
આ દેશ હિંદુસ્તાન છે.

ઉદારતાનો મંત્ર—ધર્મસહિષ્ણુતા;
કળા અને વિજ્ઞાનના
પાઠો ઘણા તેં શીખવ્યા.
શીખી કૃતઘ્ની કહે;
**"શીખ હિંદુસ્તાન તું!"**

કચરો બુહારી ચોકમાં
નાખી દીધો જે ભારતે;
તેને ઉપાડી પ્રેમથી,
હરખી વખાણ્યો બહુ કર્યો;
અને નીકળ્યા આજ તે આપવા.
**"વ્યર્થ ગણી ફેંકી દીધું,**
**તે ગ્રહવા ઇચ્છા નથી."**

જડવાદમાં જે જન્મીને,
જડવાદમાં મોટા થયા:
જડ વસ્તુ વિણ શું હોય
તેને આપવા ?
**જડથી થયા પર હિંદીઓ,**
**જડ વસ્તુઓ નિજ હસ્તમાં નહિ ઝાલશે.**

એક આત્મતત્વનો વિચાર,
દિન રાત હિંદી જન કરે;
તો વસ્તુ નથી એકે બીજી,
જે આર્ય વીર હોવા ચહે.

સર્વશક્તને સહાયની
શી અપેક્ષા હોય છે ?
તે સહાય કોની લઇ શકે ?
ને કોણ તેને આપી શકે ?
સર્વજ્ઞને શું શીખવું હોય બાકી ?
શીખવે કોણ તેને ?
અને શીખવે શું ?

વીર હિંદી !
આત્મતત્ત્વને લે ઓળખી,
તો કોણ શીખવે ?
ને શું શીખવે આર્યને
આર્યાવર્તમાં આવીને ?
શું સહાય આપે આશ્રિતો
આશ્રયદાતા શેઠને ?

એ ડોળ છે—દાંભિકતા......
દંભીઓને, ડોળીઓને જાણી લે.
જાણ્યા પછી જરીવારમાં,
તે નમ્ર સેવક બની જશે,
સેવા કરીને શ્રેષ્ઠની
ઉત્કૃષ્ટતાને પામશે.

વીર !
ધર્મ વિચારી લે,
વિચારતાં આ વાર શી ?
વિચારતાં વર્ષો જશે,
તો વિચાર્યું ન વિચાર્યું થશે.
મોડું થયું નથી;
સમય છે,
સદુપયોગ કરતાં અટક નહિ.
અટકીશ,
તો આ જન્મ તારો વ્યર્થ જશે.
ભાવિ પ્રજા
" લાનત—મલામત "
કહી તને વખોડશે.

ભાવિના સૃષ્ટા !
સમજી લે;
ભારતનું ભવિષ્ય
તારે હાથ છે.
આધિન રહી
ઈશ્વરી આદેશને,
પૂર્વે હતું તેવું
ફરી ભારત બનાવી લે;
બનાવી લે—બનાવી લે.

૨

કલ્યાણ કારી—મંગળદાયી
પ્રિય માતૃભૂમિ મારી !
તને વંદન હો—વંદન,
અંતરની ઊર્મિ હૃદયના ઉંડાણથી,
અનંત કોટી વંદન હો મારા.

તારા સ્વચ્છ આકાશ નીચે,
તારા શુદ્ધ વાતાવરણ વચ્ચે,
તારા સપાટ પ્રદેશ ઉપરે,
હું વિચરૂં છું.

તારા સૂર્યના પ્રકાશ વડે,
તારા ચંદ્રના તેજ વડે,
તારા તારાઓના ચળકાટ વડે,
હું જીવું છું.

તારા નિર્મળ જળથી,
તારા નિરોગી ખોરાકથી,
તારા પવિત્ર પ્રાણવાયુથી,
હું પોષાઉં છું.

તારા સૃષ્ટિસૌંદર્યે,
તારા બુદ્ધિ ચાતુર્યે,
તારા નૈસર્ગિક માધુર્યે;
હું વિકસું છું.

નમું છું—નમું છું,
પ્રિય માતૃભૂમિને,
અનંત કોટી વાર નમું છું.

મોક્ષથી અદકી મીઠી;
અને સાકર થકી વધતી ગળી,
માતૃભુમિ મારી છે.

હું સ્વર્ગે નહિ જાઉં,
હું મોક્ષ નહિ પામું,
મારી માતૃભૂમિના હિતાર્થે,
પુનઃ પુનઃ જન્મવા ધારૂં છું.

હું અને મારૂં બધું,
મારી માતૃભૂમિની
કૃપાનું પરિણામ છે.

**હું સમર્પું છું મારૂં સર્વસ્વ,**
**અને હું પણ અર્પાઈ જાઉં છું,**
**મારી માતૃભૂમિના ઉદ્ધાર માટે.**

૪

હિમ ગીરિ ઉંચે,
આકાશથી વાતો કરે છે,
તેના ગગનચુંબિત
શિખરો ઉપરથી,
સિંધુ અને બ્રહ્મપુત્રા,
ગંગા અને જમના વહે છે.

અહીંઆ મંથન થયું છે,
અનંત ક્ષીર સાગરનું,
અહીંઆ દેવોએ,
અમૃત પાન કીધું છે.

અહીંઆ યોગીઓએ,
નિજ યોગના પ્રતાપથી,
આત્મસંશોધન કર્યું છે.

અહીંઆ મહર્ષિઓને,
આત્મા મહાત્મા અને પરમાત્મા,
એ ત્રણ તત્વોનું એકત્વ સમજાયું છે.

અહીંઆ વિશ્વજ્યોતિ સ્વયંપ્રકાશી
સ્વયંભૂના બહુ સ્વરૂપો પ્રાણીઓ છે,
એ અગમ્ય અગોચર જ્ઞાનનો,
પ્રકાશ પડ્યો છે ઋષિઓના અંતરે.

અહીંઆ અગ્ન્યાસ્ત્ર, વરુણાસ્ત્ર,
યાન, વિમાન આદિ નાનાવિધ યંત્રોની
પહેલ વહેલી શોધ થઈ છે.

અહીંઆ દુનિયાનાં સૌથી પહેલાં,
ખગોળશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર,
જ્યોતિષશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર
અને વિજ્ઞાનશાસ્ત્ર રચાયાં છે.

૫

હે ભારતવર્ષ !

યાદ કર–યાદ કર,

તારા પ્રાચીન ગૌરવને,

તારી પ્રાચીન જાહોજલાલીને.

તારા દર્શનાર્થે દુનિયાના

બધા દેશના ને બધી પ્રજાના

સંખ્યાબંધ માણસો આવતા હતા,

અને તારા ગુણગાનો

સ્વદેશમાં સ્વબંધુઓ પાસે ગાતા હતા.

તારા યશગીતના પુસ્તકો,
દુનિયાના બધા દેશો પાસે છે.

હમણાં હમણાં તારી ઉન્નતિ,
કેવળ પુસ્તકોમાં સમાઇ ગઇ છે,
તેને ફરી એક વાર
તું તારા વર્તનમાં ઉતાર.

તને તો જીર્ણોદ્ધાર કરવું છે,
કંઇ પુનરોદ્ધાર કરવું નથી.

તારે નવી સંસ્કૃતિ ઘડવી નથી,
ક્યારની ઘડાઇ તૈયાર થએલી
તારી સંસ્કૃત સંસ્કૃતિને,
માત્ર ઓપ ચડાવી-ઉજાળવી છે.

આવું સહેલું કામ કરતાં,
તને આળસ કેમ આવે છે?
**સુલભ દુર્લભ થાય ત્યાં સુધી,**
**તું આળસમાં વખત ગુમાવ નહિ.**

હે આર્યાવર્ત !
હમણા ને હમણા કામે લાગ,
પ્રાચીન તારી સંસ્કૃતિનો,
યથાવિધિ જીર્ણોદ્ધાર કર,
તો વિદેશમાં રખડતા,
ગુલામી અવસ્થા ભોગવતા,
ગોરી ચામડી વાળાઓના
અપમાનો સહન કરતા,
તારા પ્યારા પુત્રો,
પાછા ત્યાંને ત્યાંજ,
પૂજ્ય ગણાય,
પવિત્ર મનાય
અને માન પામે,
તથા સ્વદેશમાં
ગુલામી બંધને બંધાયલા,
તારા વ્હાલા સંતાનો,
પાછા આબાદ થાય,
આઝાદ થાય,
સુખ ભોગવે
અને શાંતિ પામે.

હે સહનશીલ હિંદુસ્તાન!
કેટલા વર્ષો સુધી,
અધમ અને અનુપકારી,
જાલીમ અને અત્યાચારી
વિદેશીઓના લતાપ્રહાર,
સહન કર્યા કરીશ?
વિદેશીઓના લાખંડી પંજામાં
દબાઇ રહીશ?
વિદેશીઓના ગુલામી બંધને,
બંધાઇ રહીશ?

તારા વીર્ય અને શૌર્યની,
જગતનો ઇતિહાસ સાક્ષી પુરે છે,
તારા આત્મબળમાં વિશ્વને વિશ્વાસ છે,
કે તું માથું ઉંચું કરે એટલી વાર.

તારૂં માથું ઉંચું થયે,
તારા સઘળા દુઃખોનો નાશ થશે,
તારા સંતાનો સુખ અને શાંતિ પામશે,
અને સમસ્ત જગતમાં તે ફેલાવશે.

હે પારસમણિ!
તારા પવિત્ર સ્પર્શથી,
અશુદ્ધ આચાર વિચારવાળા,
શુદ્ધ કુંદન જેવા થયા.

પણ તેં પોતે
તારા પવિત્ર અણુઓને,
એટલા બધા પ્રસરાવી દીધા,
કે હવે તે એકઠા કરવામાં,
તને પોતાને
ભારે મુશ્કેલી વેઠવી પડશે.

તારા સ્પર્શ માત્રથી
શુદ્ધ થએલા,
પવિત્ર બનેલા,
આજે તને પોતાને,
અશુદ્ધ અને અપવિત્ર
કહી રહ્યા છે;
કૃતઘ્નીઓ ઉપકારનો બદલો
અપકારથી વાળી રહ્યા છે.

હે શાંતિપ્રિય હિંદુસ્તાન !
પરિતાપથી તપતા,
દુઃખોથી દાઝતા
તારા વ્હાલા સંતાનો,
હાય વોયનો નિઃશ્વાસ નાખે છે;
એ નિઃશ્વાસના ઉષ્ણ વાયુથી,
આકાશનું વાતાવરણ ઉગ્ર બન્યું છે,
તે કેટલાક સ્વદેશાભિમાનીઓને
ચિતાની જ્વાળા સમું સળગાવે છે;
એ અગ્નિજ્વાળા હોલવવા,
હવે તારા પ્રમાદપ્રધાન સ્વભાવને ત્યાગ,
અને અત્યારે ને અત્યારે કામે લાગ.

હે ભારત માતા !
તેત્રીસ કોટી દેવોની જન્મદાતા,
માતા-માતા !
ક્યાં ગયા મારા દેવ ભ્રાતા ?
શું એ બધા મોક્ષપદ પામ્યા ?
શું એ બધા નિર્વાણે સિધાવ્યા ?

હે ભારત માતા !
વિશ્વના ઉદ્ધારની આશા,
તેં હોમ્યા પુત્રો ઘણા,
વિશ્વના ઉદ્ધારયજ્ઞમાં.
તેમાંથી પરિણમ્યું,
દેહી અને દેહનું ભિન્નત્વ,
આત્માતત્વનું એકત્વ,
અને વિશ્વબંધુત્વ.

હે ભારત માતા !
વિશ્વપોષક વિશ્વંભરા,
તારા ધન ધાન્યથી,
વિશ્વ પોષાયું છે,
પોષાઈને આજે,
તે તત્પર થયું છે,
તને મારી નાખવા.
પણ અજાણ અને અજ્ઞાન
જગત્ જાણતું નથી, કે
તું સત્ય અને નિત્ય છે,
તું અજર અને અમર છે.

## અનાથનો નાથ

૧

ધન્ય છે-ધન્ય છે,
અનંત કોટી ધન્ય છે,
દેવભૂમિમાં દેવ
મહાત્મા ગાંધીને.
ધન્ય છે-ધન્ય છે,
અનંત કોટી ધન્ય છે,
રત્નગર્ભાના રત્ન
મહાત્મા ગાંધીને.

પ્રકાશે છે વિશ્વમાં,
પૂર્ણિમાના ચંદ્ર સમો,
તે તેજસ્વી બ્રહ્મચારી,
તે ઓજસ્વી બ્રહ્મજ્ઞાની,
તે સત્યાગ્રહી સંન્યાસી.

સમસ્ત જગત્ અંજાયું છે,
તે તપસ્વીના તેજમાં,
તે પ્રતાપીના પ્રતાપમાં,
તે પ્રભાવશાળીના પ્રભાવમાં.

સમસ્ત જગત્ મોહાયું છે,
તે ગૌરવશાળીના ગૌરવમાં,
તે ભાગ્યશાળીના ભાગ્યમાં,
તે પુણ્યશાળીના પુણ્યમાં.

સમસ્ત જગત્ લોભાયું છે,
તે કર્મકાંડીના નિષ્કામ કર્મમાં,
તે સત્યવાદીના સત્ય વચનમાં,
તે અહિંસાવાદીના અહિંસાવ્રતમાં.

ધન્ય છે–ધન્ય છે,
અનંત કોટી ધન્ય છે,
તે અંધ દુનિયાના ચક્ષુને,
તે મુંગા જગત્‌ની જિહ્‌વાને,
તે સાદાઈ ને ગરીબાઈના
સુખશાંતિમય માર્ગદર્શકને,
તે અભય, અહિંસા, સત્ય
ને વિશ્વપ્રેમના ઉપદેશકને,

તે રક્ષાને બહાને ભક્ષનાર સરકારના
સૂક્ષ્મમાં સૂક્ષ્મ છિદ્ર શોધકને.

ધન્ય છે–ધન્ય છે,
અનંત કોટી ધન્ય છે,
આર્ય કુળના કુળદીપક
મહાત્મા ગાંધીને.

૨

જ્યારે જ્યારે કોઇ દેશમાં,
સ્વાર્થાંધતા-ધર્માંધતાનો
અસાધ્ય ચેપી રોગ ફેલાય છે,
ત્યારે તે રોગને મટાડવા,
સેવા દવા વાળા મહા વૈદ્ય,
તે દેશમાં જન્મ પામે છે.

જ્યારે સ્વાર્થાંધતા-ધર્માંધતાનો
અસાધ્ય ચેપી રોગ હિંદમાં ફેલાણો,
ત્યારે બુદ્ધ ભગવાન સેવા દવા,
હિંદીઓને આગ્રહથી પાતા હતા.

જ્યારે સ્વાર્થાંધતા-ધર્માંધતાનો
અસાધ્ય ચેપી રોગ યુરોપમાં ફેલાણો,
ત્યારે ઇસુ ખ્રિસ્ત સેવા દવા,
યુરોપીઓને આગ્રહથી પાતા હતા.

જ્યારે સ્વાર્થાંધતા-ધર્માંધતાનો
અસાધ્ય ચેપી રોગ અરબસ્તાનમાં ફેલાણો,
ત્યારે મહુંમદ પયગંબર સેવા દવા,
આરબોને આગ્રહથી પાતા હતા.

આનું પરિણામ—
સેવા દવાનાં ત્રણ ઔષધાલયઃ
તે ક્રિશ્ચીઆનિટિ,
મહોમેડનિઝ્મ અને બુદ્ધિઝ્મ,
મનુષ્યજાતિને વિશ્રાંતિ આપી રહ્યાં છે.

હમણા હમણા હિંદુસ્તાનમાં
સ્વાર્થાંધતા-ધર્માંધતાનો
અસાધ્ય ચેપી રોગ યુરોપીઓના
સંસર્ગથી બહુ બહુ ફેલાણો છે,
હિંદીઓ તે ભયંકર રોગથી,
પીડાય છે—રીબાય છે.
તેમની દયા જગત્ નિયંતાએ
પોતાના અંતરમાં આણી છે,
અને તે રોગ સાંગોપાંગ મટાડવા,
મહાત્મા ગાંધીને સેવા દવા સાથે,
હમણા હિંદુસ્તાનમાં મોકલ્યા છે.

હિંદીઓ ! સેવા દવા પીઓ,
તે તમારા માટે પરમ કૃપાળુ પરમાત્માએ,
મહાત્મા ગાંધી સાથે મોકલાવી છે;
તે પીને સ્વાર્થાંધતા-ધર્માંધતાના
અસાધ્ય ચેપી રોગથી મુક્ત થાઓ.

૩

આજે સુનકાર દેખાય છે,
ભારતવર્ષનું માનીતું પાટનગર.
ત્યાં ગાડીઓ ચાલતી નથી,
ટ્રામો ને મોટરો દોડતી નથી,
દુકાને દુકાને તાળાં લાગ્યાં છે,
જાડી ખાદીના શ્વેત વસ્ત્રોમાં,
સજ્જ થએલા સ્વયંસેવકો સિવાય,
વિશાળ રસ્તાઓ પર કોઈ નથી.

સળગાવે છે—સળગાવે છે,
આજે જગતનો મહાત્મા,
મોંઘા મૂલ્યના—ઉંચી કિંમતના,
વિવિધ જાતના—વિવિધ ભાતના,
પણ પાપે ભરેલા વિદેશી વસ્ત્રોની
ડુંગર સમી મોટી અને ઉંચી હોળી.

સળગી ઉઠી તે દેશદ્રોહી વસ્ત્રોની હોળી;
સઘળી દિશાએ તેની જ્વાળાઓ પ્રકટી,
ભસ્મીભૂત કરવા પાપમય વસ્ત્રોને.

ભારતવર્ષના માનીતા પાટનગરના
લાખો નાગરિકો નિરખે છે સુખેથી,
પોતાના પાપી વસ્ત્રોની સળગતી હોળી.
પાપી અને દેશદ્રોહી વસ્ત્રો સળગતા હતા,
તે જોઇ તેઓ પોતાના અંતરમાં
શાંતિ અને સુખ અનુભવતા હતા.

**વિદેશી વસ્ત્ર સૌંદર્યની ગુલામીથી હિંદીઓને,**
**એવી રીતે મુક્ત કર્યા છે મહાત્માજીએ.**

૪

ગર્વિષ્ટ ન્યાયાધીશ પણ નમ્ર દેખાય છે,
આજે સરકારના નામના ન્યાયમંદિરમાં,
નિયમ પ્રમાણે થતો ઘોંઘાટ અને ગડબડાટ,
ભયંકર શાંતિમાં પરિપૂર્ણ પરિવર્ત્યો છે.

આજે મહાત્મા ગાંધી હિંદી સરકારને,
ગુનેહગાર તરીકે જાહેર કરે છે,
અને ગુનેહગાર સરકારના ગુનાહ ધોવા,
તથા તેને શુદ્ધ અને પવિત્ર બનાવવા,
પોતે લાંબા કારાગૃહનિવાસની
અસહ્ય શિક્ષા ખુશીથી માગે છે.

મહાત્માજીને સાંભળી મદોન્મત્ત ન્યાયાધીશનો
સર્વ મદ ઉતરી ગયો ને સર્વ ગળી ગયો;
તે લાચાર અને દીન બની ગયો.

નામનો ન્યાયાધીશ,
નામના ન્યાયમંદિરમાં,
થોડાક પ્રેક્ષકોની સમક્ષ,
જગત્‌ના મહાત્માને,
૭ વર્ષની આસન કેદની
શિક્ષા સંભળાવે છે.

નાઝરેથના નિર્દોષ ઇસુને,
વધસ્થંભની શિક્ષા સંભળાવતા,
અન્યાયી ન્યાયાધીશની પેઠે,
તે પોતાના હૃદયના ગર્ભ ભાગમાં,
ભય પામનો થરથર ધ્રુજતો કંપતો હતો.
અઘોર પાપ કરવાના ભયની નિશાની,
તેના શબ્દોના ધ્રુજતા અવાજમાં,
તેના મુખાર્વિંદ ાં થતા મ્લાન ફેરફારમાં,
પ્રેક્ષકોને સ્પષ્ટ જણાઈ આવતી હતી.

**પાપનો અધુરો ઘડો પૂરો ભરાયે ફૂટશે,**
**ત્યારે જગત્‌નો મહાત્મા જેલમાંથી છૂટશે,**
**અને પાપીઓ દીર્ઘ પ્રાયશ્ચિત કરી સુધરશે.**

૫

વાદળાં છુપાવે છે સૂર્યને,
તેમ છુપાવ્યો છે સરકારે,
જગત્‌ના મહાત્માને જેલમાં.

એ સ્વયંપ્રકાશી સ્વયંભૂનો અંશ,
એ દેવર્ષિ મહર્ષિ રાજર્ષિનો વંશ,
એ વિશ્વવંદનીય, જગત્‌નો પૂજ્ય,
સરકારનો છુપાવ્યો છુપશે નહિ.

સૂર્યના તેજે પીગળે છે વાદળાં,
ને વિખેરાઈ જાય છે આકાશમાં;
તેમ મહાત્માજીના તપોબળે,
છિન્નભિન્ન થઈ જશે સરકાર.

પશ્ચિમમાં સૂર્ય કદિ ઉગ્યો નથી,
ને હવે પછી ઉગવાનોયે નથી.

પૂર્વના સૂર્યના તેજે પ્રકાશે છે જગત્,
પૂર્વનો સૂર્ય જ્યારે પશ્ચિમમાં જાય છે,
ત્યારે જગત્માં તિમીર પ્રસરે છે.

ઇસુ યે પૂર્વમાં ઉગ્યો હતો,
ને મહંમદ પણ પૂર્વમાં જ,
જગતે જેટલા સૂર્ય જોયા છે,
તે બધા પૂર્વમાં જ ઉગ્યા છે.

પાછો અંધકાર વિશ્વમાં વ્યાપ્યો છે,
આજે અંધકારના સામ્રાજ્ય ઉપર,
પૂર્વના સૂર્યે ફરી ચડાઇ કરી છે.

શું વાદળાંનો ઢાંક્યો રહેશે સૂર્ય ?
એમ બન્યું નથી ને કદી બનશે નહિ,
વાદળાં તરતાતરત વિખેરાઇ જશે,
ને સૂર્ય પાછો પૂર જોશથી પ્રકાશશે.

સુખ શાંતિ દાતા પ્રકાશની,
જગત્ રાહ જુએ છે.

કાળાં વાદળાંએ ઘેર્યો છે,
તે પ્રકાશિત સૂર્ય ભગવાનને,
તે ભારતવર્ષના તેજપુંજને.

ઘનઘોર કાળાં વાદળાંમાંથી,
સ્વયંપ્રકાશી તેજનો ગોળો,
ધીમો ધીમો ઝીણો ઝીણો પ્રકાશ,
દુઃખી દુનિયાને આપો રહ્યો છે,
તેથી દુઃખપીડિત દુનિયા,
હાસનો નિઃશ્વાસ નાખી,
શાંતિ ને સુખનાં સ્વપ્નાં જોઇ રહી છે;
તે સ્વપ્નાં હવે સાચાં પડશે,
દુનિયા પાછી શાશ્વત સુખ
અને સનાતન શાંતિ ઉપભોગશે.

હાથે કાંતની,
હાથે વણેલી,
જાડી ખાદીનો,
જનમર્યાદા જાળવવા,
અને નગ્ન અંગ ઢાંકવા,
માત્ર એક કચ્છ પહેરી,
ઉઘાડે પગે,
ઉઘાડે માથે
અને ખાલી હાથે,
અઢાર માસ સુધી,
અવિશ્રાતપણે,
રઝળતો–રખડતો,
ગામે ગામ ફરતો,
વખારે–વખારે,
દુકાને–દુકાને,
તિલક સ્વરાજ્ય ફાળો,
ઉઘરાવતો–ઉઘરાવતો,
જગતનો મહાત્મા થાકયો.

તેણે પોતાની આત્મશ્રદ્ધાથી,
અને પોતાના સત્યાગ્રહબળથી,
એક કોટી ઉપર કંઈ લાખ રૂપીયા,
ઉઘરાવી ઉઘરાવી ભેગા કર્યા;
એક ક્રોટીથી કંઇ ઓછા મહાસમિતિના
સભાસદોના નામ નોંધ્યા;
વીસ લાખ રેંટીઆ,
વીસ લાખ કુટુંબોમાં વસાવ્યા.

સત્યની જયઘોષણા,
અને અહિંસાની પ્રતિષ્ઠા,
ઘરોઘર સંભળાવી,
આજે આરામ લેવા બેઠા છે,
તે યરોડાના શાંત અને એકાંત,
સરકારી જેલ મહેલમાં.

વિના વાંકે—વિના અપરાધે,
ગાંધીજીને જેલમાં નાખવા માટે,
શું શિક્ષા કરશો તમે,
તે શેતાન સરકારને?

" ખાદી પહેરો–ખાદી પહેરો, "
એ જેલ જતી વખતે
ગાંધીજીના છેલ્લા શબ્દો છે.

આ છે પૂરેપૂરી શિક્ષા,
તે અન્યાયી સરકારને.
આ શિક્ષાથી સુધરશે સરકાર,
અને છુટશે છ વર્ષથી પહેલાં
મહાત્મા ગાંધી જેલમાંથી.

ગાંધીજીને ચાહનારાઓ !
ગાંધીજીનું કહ્યું માનો,
હાથે કાંતેલી—હાથે વણેલી,
શુદ્ધ સ્વદેશી ખાદી પહેરો.

૭

નિઃસ્વાર્થ સેવા, અહિંસા,
પ્રેમ, સત્ય અને સમાનતાના
વિચારની સરિતા વહે છે,
અવિચ્છિન્ન ધારાએ,
અસ્ખલિત પ્રવાહે,
મહાત્માજીના મસ્તિકમાંથી.

એ વિચારસરિતાનાં મોજાં
હરેકે હરેક જીવતા માણુસના
હૃદય સાથે અહર્નિશ અથડાય છે,
તે જોસભેર અથડાઇ અથડાઇને,
મલિન હૃદયની મલિનતા ધીમે ધીમે,
પણુ મક્કમપણે ધોઇ નાંખે છે.

એવી રીતે અનેક મલિન હૃદયો,
શુદ્ધ અને પવિત્ર બની ગયાં છે,
ક્રમે ક્રમે બીજાં અનંત મલિન હૃદયો
શુદ્ધ અને પવિત્ર બનતાં જાય છે.

" ખાદી પહેરો—ખાદી પહેરો, "
એ જેલ જતી વખતે
ગાંધીજીના છેલ્લા શબ્દો છે.

આ છે પૂરેપૂરી શિક્ષા,
તે અન્યાયી સરકારને.
આ શિક્ષાથી સુધરશે સરકાર,
અને છુટશે છ વર્ષથી પહેલાં
મહાત્મા ગાંધી જેલમાંથી.

ગાંધીજીને ચાહનારાઓ !
ગાંધીજીનું કહ્યું માનો,
હાથે કાંતેલી—હાથે વણેલી,
શુદ્ધ સ્વદેશી ખાદી પહેરો.

૭

નિઃસ્વાર્થ સેવા, અહિંસા,
પ્રેમ, સત્ય અને સમાનતાના
વિચારની સરિતા વહે છે,
અવિચ્છિન્ન ધારાએ,
અસ્ખલિત પ્રવાહે,
મહાત્માજીના મસ્તિકમાંથી.

એ વિચારસરિતાનાં મોજાં
હરેકે હરેક જીવતા માણસના
હૃદય સાથે અહર્નિશ અથડાય છે,
તે જોસભેર અથડાઇ અથડાઇને,
મલિન હૃદયની મલિનતા ધીમે ધીમે,
પણ મક્કમપણે ધોઇ નાંખે છે.

એવી રીતે અનેક મલિન હૃદયો,
શુદ્ધ અને પવિત્ર બની ગયાં છે,
ક્રમે ક્રમે બીજાં અત્યંત મલિન હૃદયો
શુદ્ધ અને પવિત્ર બનતાં જાય છે.

એ વિચારસરિતાના વહનને,
નથી અટકાવી શકતી,
દુર્ગની દિવાલો કે જેલની ભીંતો,
અને નથી અટકાવી શકતી તેને
કોઈ દુન્યવિ સત્તા કે શક્તિઓ.

એ વિચારસરિતાનું વહન,
અને તેનાં મોજાંની અથડાવાની ક્રિયા,
દિવસે દિવસે અધિક અંશે વધે છે,
મહાત્માજીને શાંત એકાંત મળવાથી.
હવે એ સરકારના ઘટાવ્યા ઘટશે નહિ,
ઉત્તરોત્તર વિશેષ પ્રમાણમાં વધતા જશે,
અને શનૈઃ શનૈઃ સરકારના મલિન હૃદયને
શુદ્ધ અને પવિત્ર બનાવશેજ.

સાંભળો વ્હાલા !
આ સંદેશો તમારા પૂર્વજોનો,
એ આવ્યો છે સ્વર્ગેથી,
તમારા ઉદ્ધાર અર્થે.

આ છે સંદેશો અવનવો,
આવ્યો અવનવી રીતે,
એ આવ્યો હતો મુસાને,
પર્વતના શિખર ઉપરે,
આ આકાશવાણી રૂપે.

એ આવ્યો હતો ઇસાને,
પર્વતના શિખર ઉપરે,
દેવદૂત સાથે.

એ આવ્યો હતો મહંમદને,
પર્વતના શિખર ઉપરે,
જીબ્રાઇલ મારફતે.

એ આવ્યો છે આજે પાછો,
ગાંધીજીના અંતર વિષે—
"અહિંસા પરમો ધર્મ છે,
સત્ય મેવ જયતે,
ખાદી એટલે આબાદી,
ખાદી એટલે આઝાદી,
ખાદી એટલે આત્મશુદ્ધિ,
ખાદી એટલે સર્વ દેશે,
સર્વ કાળે, સર્વસ્વ."
આ છે તમારા પૂર્વજોનો સંદેશ,
આ છે ઈશ્વરી–કુદરતી આદેશ.

ઉતારો વ્હાલા! ઉતારો,
તેને તમારા અંતરે,
અને તમારા વર્તને,
તો સ્વર્ગ સમો દેશ થઇ જશે;
નગ્ન ફરતા, ભુખે મરતા ભાઇઓ,
પહેલા જેવા હતા તેવા
વસ્ત્રાલંકારોથી વિભૂષિત થઇ જશે;
અને શરીરે હૃષ્ટપુષ્ટ બની જશે

સાંભળો વ્હાલા ! સાંભળો,
આજે સુણાવે છે સંદેશો તમને,
તે દેવલોકનો દેવ.
તે અનાથનો નાથ,
તે નિરાધારનો આધાર,
તે નરલોકનો નૃપતિ,
તે અવતારી વિભૂતિ,
તે મહાત્મા ગાંધી.

જેણે સમર્પ્યું છે સર્વસ્વ,
તમારા માટે,
તમારા હિતાર્થે,
તમારા પ્રેમયજ્ઞમાં.

જેણે બલિદાન આપ્યું છે,
પોતાના તન મન ધનનું,
અને હોમ્યા છે પોતાના
આડોશી પાડોશી, સગા સ્નેહ
મિત્ર, સંબંધી તથા કુટુંબી,
તમારા પ્રેમયજ્ઞની વેદીમાં.

શું હોનશ્યા તમે તમારા પ્રેમયજ્ઞમાં ?

વિદેશી વસ્ત્રોની આહૂતિ માગે છે,
તે નરશિરોમણિ નરવીર,
તે માગે છે આજે,
તમારી ગુલામી ટાળવા,
તમારા વિદેશી વસ્ત્રો બાળવા.

આપો, વ્હાલા ! આપો,
અત્યારે કુરબાની આપો,
તમારી ગુલામી ભાવનાની,
તમારા વિદેશી વસ્ત્રોની.

મુક્ત થાઓ, વ્હાલા ! મુક્ત થાઓ,—
તમારા પિતૃ-ઋણથી,
તમારા ભ્રાતૃ-ઋણથી,
તમારા સ્વદેશ-ઋણથી,
તમારા કારાગ્રહવાસી સત્યાગ્રહી
તપસ્વીના મહાન ઋણથી.